॥ ઓરેમ્ ॥

# વૈદિક

# ભજન સંગ્રહ.

( પ્રસિદ્ધ ભજનિકોનાં ભજનો )

સંગ્રહ કરી પ્રસિદ્ધ કર્તા:

## ગોવિન્દલાલ ત્રિકમલાલ.

મંત્રી આર્યસમાજ—બાવલા.

| | | |
|---|---|---|
| વિ. સંવત | સૃષ્ટિ સંવત. | દયાનંદાબ્દ |
| ૧૯૮૩ | ૧૯૭૨૯૪૯૦૨૭ | ૧૦૩ |

પ્રથમાવૃત્તિ — પ્રત—૧૦૦૦

મુદ્રક—મુકુંદરામ શાકરલાલ "ઉત્કર્ષ મુદ્રણાલય"
કર્ણાવતી ઓફીસ, રીચીરોડ—અમદાવાદ.

કીંમત રૂ. ૦—૨—૦.

॥ ઓ૩મ્ ॥

## :: આવલા આર્ય સમાજના મુખ્ય દશ નિયમ ::

(૧) સર્વ સત્ય વિદ્યા અને જે પદાર્થ વિદ્યાથી જાણવામાં આવે તે સર્વનું આદિમૂળ પરમેશ્વર છે.

(૨) ઇશ્વર સચ્ચિદાનંદ રૂપ, નિરાકાર, સર્વ શક્તિમાન, ન્યાયકારી દયાળુ, અજન્મા, અનંત, નિર્વિકાર, અનાદિ, અનુપમ, સર્વાધાર, સરવેશ્વર, સર્વવ્યાપક, અન્તર્યામી, અજર, અમર, અભય, નિત્ય, પવિત્ર, અને, સૃષ્ટિ કર્તા છે, માટે એનીજ પ્રાથના કરવી યોગ્ય છે.

વેદ સર્વ સત્ય વિદ્યાઓનું પુસ્તક છે, વેદનું ભણવું ભણાવવું અને સાંભળવું, સંભળાવવું એ સર્વ આર્યોનો પરમ ધર્મ છે.

ત્યનું ગ્રહણ કરવામાં અને અસત્યનું ગ્રહણ ન કરવામાં સત્ ા ઉધત રહેવું.

ર્ કામ. ધર્માનુસાર અર્થાત, સત્ય અને અસત્યનો વિચાર ી ને કરવાં.

સંસાર નો ઉપકાર કરવો એ આ સભા—સમાજનો મુખ્ય ઉદ્દેશ છે અર્થાત શારીરીક, આત્મિક, અને શામાજીક ઉન્નતિ કરવી.

) સર્વ સાથે પ્રિતી પુર્વક—ધર્માઅનુશાર યથાયોગ્ય વર્તવુ જોઇએ.

(૮) અવિદ્યાનો નાશ અને વિદ્યાની વૃદ્ધિ કરવી જોઇએ

(૯) પ્રત્યેક જણે પોતાની ઉન્નતિથી સંતુષ્ટ રહેવું ન જોઇએ, પરંતુ સર્વની ઉન્નતિમાં જ પોતાની ઉન્નતિ સમજવી જોઇએ.

(૧૦) સર્વ મનુષ્યોએ સામાજીક સર્વ હીત કારી નિયમો પાળવામાં પરતંત્ર રહેવું જોઇએ. અને પ્રત્યેક હિત કારી નિયમમાં સ્વતંત્ર રહેવું જોઇએ.

૧૩૫૭૨



## ૧ ઓ૩મ્ નામ.

( રાગ–દરબારી કાનરો )

ઓ૩મ્ નામ સર્વોત્તમ ઇશ્વરનું,
વેદ સકળનું સત્ય તત્વ એ, અ, ઉ, મ, ત્રણ અક્ષરનું–ટેક.
વિરાટ, અગ્નિ, વિશ્વ, અકારે હિરણ્યગર્ભને વાયુ ઉકારે,
ઇશ્વર, આદિત્ય, યજ્ઞ મકારે, તત્સચ્ચિત આનંદનું; ઓ૩મ્. ૧
પ્રાણ તણો આધાર ખરો ભૂ: અપાન સુખરૂપ ભૂવ: સ્વયંભૂ;
સ્વ: વ્યાન વ્યાપક સર્વેમાં, જ્ઞાન વ્યાહૃતિ પદનું. ઓ૩મ્. ૨
જગના ધારક જનક દેવનું, ધ્યાન યોગ્ય તે શુદ્ધ સ્વરૂપનું
ધારણ કરીએ અમે લોક સહુ, યોગ્ય ચિત્તનું હરનું ઓ૩મ્. ૩
જેથી પ્રેરે બુદ્ધિ અમારી, શ્રેષ્ઠ ધર્મ, કર્મોમાં વાળી;
ધર્મ, અર્થ, શુભ કામોમાં સદા, પદ તે છે શંકરનું. ઓ૩મ્. ૪



### ધર્મનાં દશ લક્ષણ.

धृतिः क्षमा दमोऽस्तेयं शौचमिन्द्रिय निग्रहः ।
धीर्विद्यासत्यम क्रोधो दशकं धर्म लक्षणम् ॥ मनु ॥

અર્થ—ધૈર્ય, ક્ષમા, મનને કબજે રાખવું, તન અને મન પવિત્ર રાખવાં, ઈન્દ્રિયોને ખરાબ કામ કરતાં રોકવી, વિદ્યા મેળવવી, સત્ય આચરણ કરવું, અને ક્રોધનો ત્યાગ કરવો; એ રીતે ધર્મનાં દશ લક્ષણો જાણવાં.

# ૨ ઇશ્વર મહીમા.

( ગઝલ-કવાલીની ઢબ )

હો નાથ જગત્-નીયંતા, મહીમા અપાર તારો,
યોગી-યતી બીચારા, થાકયા કરી વિચારો. હો નાથ૦ ૧
બ્રહ્માંડ આ રચાયું, તારી મહા કળાથી.
આકાશ અમાપ કીધું, જેનો નહિ કીનારો. હો નાથ૦ ૨
લાખો ગ્રહો પ્રકાશે, તારા અતુલ બળાથી,
તું છે રવી-શશીને, ગગને ઘુમાવનારો. હો નાથ૦ ૩
વાયુ સદા વહે છે, તારા અપાર ભયથી,
અગ્નિ તપી રહ્યો છે, તે પણ પ્રતાપ તારો. હો નાથ૦ ૪
તારી સહજ-કૃતીથી, પૃથ્વી પ્રચંડ પહાડો,
પ્રકટયા મહા સમુદ્રો, નદિઓ વહે હજારો. હો નાથ૦ ૫
પંખી-પશુ અને કૈં, વૃક્ષો ફળોને ફુલથી,
શણુંગારીયાં પ્રભુ તેં, સૃષ્ટિ તણાં બજારો-હો નાથ૦ ૬
એવા અજબ જગતને, પેદા કરી તું પાળે,
અંતે અહો બને તું, સઘળું સંહારનારો-હો નાથ૦ ૭
તારી અગાધ લીલા, શકીએ જરા ન જાણી,
પણ તું સકળ જગતના, મનની કળી જનારો-હો નાથ૦ ૮
તારી ગતી સમજવા, તારૂં સુનામ ભજવા,
હે તાત! દયા કરી દે, સુમતી ને સુવિચારો-હો નાથ૦ ૯
હે કૃપાનિધાન તારૂં, ભાવે ભજન કરીને,
પુણ્યો રળિ "હરિ" હું, ભવને તરી જનારો-હો નાથ૦ ૧૦

# ૩ પ્રભુ પુજાની યાચના.

( રાગ–આશાવરી )

પુજાની વિધી પ્રભુ બતાવો આપ;
બળવંતા છો જગ બાપ. પુજાની વિધી–ટેક.
કરૂણા તમારી અમ પર ભારી;
તેનું નથી તોલ માપ. પુજાની વિધી–૧
દયા સિંધુ દીનબંધુ અમારા;
ટાળો ત્રિવિધના તાપ. પુજાની વિધી–૨
કામ, ક્રોધ, મદ, મોહ, લોભથી;
કરીએ નહિ કાંઈ પાપ, પુજાની વિધી–૩
દયા, ક્ષમા, ધૃતિ, શ્રદ્ધા આદિકની,
છાપો હૃદયમાં છાપ: પુજાની વિધી–૪
પ્રિતીની રીતિ અમને બતાવો,
જપીએ તમારા જાપ; પુજાની વિધી–૫
મુક્તિની જુક્તિ અમને જણાવો,
થાય તમારો મેળાપ. પુજાની વિધી–૬
આપની જ્યોતિનું સૌંદર્ય ભાળી,
આનંદે કરીએ આલાપ, પુજાની વિધી–૭
કહે "છગન" આજ્ઞા પાળી તમારી.
પામીશું નહિ પશ્ચાતાપ. પુજાની વિધી–૮

# ૪ પ્રભુ મહિમા

( રાગ—આશાગોડી )

અકળ કળા છે તમારી.
અહા પ્રભુ અકળ કળા છે તમારી—ટેક.

અગમ અગોચર, આદિ અનાદી;
અવિનાશી અવિકારી, અહા પ્રભુ—૧

બુદ્ધિ પ્રબળથી સૃષ્ટિ બનાવી.
ભેદ ભરેલી ભારી; અહા પ્રભુ—૨

સરિતા, સાગર, સેલ્ય બનાવ્યા;
ધરણી કરી નિરધારી; અહા પ્રભુ—૩

સુર્ય—શશી, ગ્રહ, ઉડગણ સરજ્યા,
મનહર ગગન મોઝારી, અહા પ્રભુ—૪

પ્રગટ કર્યા જીવ સ્થાવર જંગમ;
વનહી વાયુ વારી. અહા પ્રભુ—૫

પ્રાણી—પદારથ, જડ ચૈતન્યમાં;
શ્રેષ્ઠ કર્યા નર—નારી. અહા પ્રભુ—૬

નિત જીવ વધતા જાય નિયમથી,
એવી રચના ઉતારી, અહા પ્રભુ—૭

તરૂવર સઘળાં ફળ ફુલ આપે,
નિજ નિજ રૂતુ અનુશારી. અહા પ્રભુ—૮

જીવ સકળનું જીવન સરજ્યું;
એવા છો ઉપકારી. અહા પ્રભુ-૯

નાથ નિયંતા રચી જગરચના,
અદ્‌ભુત અપરંપારી. અહા પ્રભુ-૧૦

પાર તમારો કોઇ ન પામે;
માયા બહુ મોહકારી. અહા પ્રભુ-૧૧

ભવ બ્રહ્માદીક ભેદ ન જાણે;
વેદ શકે ના વિચારી, અહા પ્રભુ-૧૨

નારદ, શારદ, સનકાદિ સહુ;
હિંમત બેઠા હારી. અહા પ્રભુ-૧૩

શેષ સરિખા સહસ્ર મુખેથી;
ગાય ગુણો વિસ્તારી, અહા પ્રભુ-૧૪

મહિમા મોટો આપ તણો છે;
સૃષ્ટિ પતિ સુખકારી. અહા પ્રભુ-૧૫

દાસ "છગન" કહે ભજન કરૂં છું,
બહુ નામી બલીહારી. અહા પ્રભુ-૧૬

आहार निंद्रा भयमैथुनंच सामान्यमेतद्धि पशुभिर्नराणाम्।
धर्मोहितेषामधिको विशेषो धर्मेणहीनाः पशुभीः समाना ॥

# ૫ જડ પૂજા

( રાગ-આશાવરી )

પ્રભુના નામે પુજો નહિ પહાશાણુ,
કરવા ધારી કલ્યાણુ. પ્રભુના નામે-ટેક.
મુરખ હોય તે કહ્યું ન માને,
સમજે ચતુર સુજાણુ; પ્રભુના નામે-૧
જડના પુજારી જુઓ વિચારી,
પત્થરમાં નથી પ્રાણુ. પ્રભુના નામે-૨
ખાય પીએ કે હાલે ન ચાલે;
વદે ન મૂખથી વાણુ. પ્રભુના નામે-૩
ચેતન પોતે જડને જાચે;
હસવું ને વળી હાણુ. પ્રભુના નામે-૪
જડ જે પુજે તેને ન સુજે;
ઇશ્વરની ઓળખાણુ. પ્રભુના નામે-૫
મુક્તિ! જ્ઞાન વિના નહિ મળશે,
કહે શાસ્ત્ર પુરાણુ. પ્રભુના નામે-૬
વિદ્યા વધારો ચારિત્ર સુધારો;
પ્રભુની થાય પિછાણુ. પ્રભુના નામે-૭
કહે "છગન" સાચા સદ્ગુરૂ સેવો;
મેળવવા નિરવાણુ. પ્રભુના નામે-૮

—::—

# ૬ જાગતા નર સેવીએ.

(ગોરખાનું ભજન)

ગનસા માલણીજીરે ગોરખ જાગતા નર સેવીએ.
જાગતા નર સેવીએ. તેને મળે નિરંજન દેવ—ટેક૦
પત્થર પૂજે હરિ મળે તો, હું પૂજુ ગિરીરાય,
જે પહાડની બને ઘંટી, દળી દળી જગ ખાય૦ ૧
માલણ લાવી ફુલડાં; એની કળી કળીએ જીવ,
ચડે તે ફુલ દેવને, તે દેવ જપો તે શીદ. ૨
માલણ લાવી ફુલડાં, તે ધર્યાં દેવની પાસ.
એ દેવમાં સાચ હોય તો, કેમ ના આવે પાસ૦ ૩
ટાંકણુ દઇ પત્થર ઘડયો, રે ધર્યો છાતીએ પાય;
એ દેવમાં સાચ હોય તો, ઘડનારાને ખાય? ૪
એ પત્થરના દેવનેરે, નાંખો જળ મોઝાર;
આપ બુડે તે કોને તારે, કોણ કરે સંભાળ? ૫
પુજારીના ઓસીયાળા, ઠાકર ઠામે ઠામ;
બંદિવાન મંદિરના, ઠાકર કહેવાના ભગવાન૦ ૬
સેવ સુવાળી રાંધીને રે, ધરી દેવની પાસ;
જમનારો તો જમી ગયો, ને દેવને નાવી વાસ૦ ૭
એક ભૂલ્યો બીજો ભૂલ્યો, રે ભૂલ્યો સૌ સંસાર;
એક ન ભૂલ્યો જોગી "ગોરખો" રે કરી ભજન આધાર. ૮

———○———

# ૭ હું નિજ બ્રહ્મ રીઝાવું

(કબીરના કાવ્ય ઉપરથી)

હું નિજ બ્રહ્મ રીઝાવું, એસી ભજન ગુણ ગાઉં—ટેક
ડાળી તોડું ન પત્તાં તોડું, ન કોઈ જીવ સતાવું,
પત્ર—પત્રમાં પ્રભુ વસે છે, તેને શીર નમાવું. એસી૦ ૧
ગંગા જાઉં ન યમુના જાઉં, ન કોઈ તીર્થે ધાઉં,
અડસઠ તીર્થ વસે ઘટ અંદર, તેમાં ચોળી ન્હાઉં. એસી૦ ૨
ઔષધ ખાઉં ન બુટી ચાવું, ન કોઇ વૈદ્ય બોલાવું,
પુરણ વૈદ્ય મળ્યા અવિનાશી તેને નાડી બતાવું૦ એસી૦ ૩
જ્ઞાન ધનુષ કરીને ઝાલું, ધ્યાન કમાન ચઢાવું,
પાંચ ચોર વસે ઘટ અંદર, તેને મારી હઠાવું૦ એસી૦ ૪
જોગી થાઉં ન જટા વધારૂં, ન અંગ ભભૂત લગાવું,
જે રંગ રંગે ખુદ વિધાતા, તેજ સુરંગ ચઢાવું૦ એસી૦ ૫
ચંદ્ર—સૂર્ય:એ દીવા જગાવું, નિજમન શય્યા સજાવું,
કહે "કબીર" સુણો ભાઇ સાધું, આવા ગમન હઠાવું૦ એસી૦ ૬

---

**मृच्छिला धातु दार्वादि मूर्त्तावीश्वर बुद्धयः**
**क्लीश्यंति तपसा मूढाः परांशान्ति नयांतिते ॥**

॥ **महाभारत** ॥

ભાવાર્થ-ઇશ્વર જેનું સ્વરૂપ નિરાકાર, સર્વ વ્યાપક છે તેની જે કોઇ ધાતુ પાષાણાદિની મૂર્તિ કલ્પી ઇશ્વર બુદ્ધિ ધારે છે તે અજ્ઞાન છે. મૂઢ, શાંન્તિને ન પામતાં કલેશને પામે છે.

# ૮ પ્રભુની શરણ.

(રાગ ગઝલ)

શરણ અપની મેં રખ લીજે, દયામયદાસ હું તેરા;
તુ મ્હેં તજ કર કહાં જાઉં, હિતુકો ઔર હૈ મેરા. શરણ૦ ૧
ભટકતા હું મેં મુદત શે, નહિ વિશ્રામ પાતા હું;
દયાકી દૃષ્ટિ સે દેખો, નહિ તો ડુબતા બેડા૦ શરણ૦ ૨
સતાયા રાગ—દ્વેષોકા, તપાયાતીન તાપોંકા,
દુખાયા જન્મ—મત્યુકા, દુઆતંગ હાલે હે મેરા૦ શરણ૦ ૩
દીન દુઃખ મીટાનેવાલા, તુમ્હારા નામ શુને કરમે;
શરણ મેં આપડા અબ તો, ભરોંસા નાથ હૈં તેરા૦ શરણ૦ ૪
ક્ષમા અપરાધ કરમેરે, ફક્ત અબ આશ હૈ તેરી,
દયા "બલદેવ" પરકરકે, કરો ઉદ્ધાર અબ મેરા, શરણ૦ ૫

---

पंच लक्षणं संपन्ना इदशोमो भवेद्विजः ।
तमह ब्राह्मणं ब्रूयामशेषाः शूद्रा युधिष्ठिर ॥
नकुलेन नजात्त्यावा क्रियाभि ब्राह्मणों भवेत् ।
चंडालोपि वृतस्थोहि ब्राह्मणः युधिष्ठिर ॥

ભાવાર્થ—હે યુધિષ્ટિર ! પાંચ લક્ષણ સંપન્ન હોય તેને હું બ્રાહ્મણ કહું છું અને બાકીના શુદ્રો જાણવા. કુળ વડે બ્રાહ્મણ નહિ. અને જાતિ વડે પણ બ્રાહ્મણ નહિ. ફક્ત ક્રિયાઓ વડેજ બ્રાહ્મણ થાય છે. ચંડાળ પણ વૃત સંપન્ન હોય તો તે, બ્રાહ્મણજ કહેવાય.

# ૯ વિશ્વપતિને વિપતી

(રાગ—નાથ કૈસે ગજકો બંધ છુડાયો)

નાથ કે' છે મુજને મનુષ્યો દુભાવે.
મુજપર જુઠાંજ આળો ચઢાવે—નાથ૦

હું શુદ્ધ ચેતનરૂપે રહ્યો છું, પણ જગમાં જડ મનાવે;
ઉત્તમ પદ ઈનકાર કરી મારી હલકી પદવી ઠરાવે. નાથ૦ ૧
કાનુડો કલપીને મારૂં ઇશ્વર નામ લજાવે;
જ્યાં ત્યાં ખેલ કરીને મુજને નટની તુલ્ય નચાવે નાથ૦ ૨
ભામિનીયો ભેળો રઝળાવી લંપટમાં લેખાવે;
કપટી કહેતાં ના ચુકયા ચાહુન ચોર ઠરાવે. નાથ૦ ૩
વૃક્ષ× પશુ સાથે પરણાવી જગમાં હાસ્ય કરાવે;
ધર્મને નામે દુકાનો માંડી ટકે ટકે વેચાવે. નાથ૦ ૪
શંકરનો અવતાર ઠરાવી નાગો ભૂત બનાવે;
મહા વ્યસન મારામાં ટેવી, ગાંજો ભાંગ ફુકાવે. નાથ૦ ૫
દાનવને હું વગર વિચારે વર દઉં એમ જણાવે;
બુદ્ધિ શુન્ય ગણીને મારૂં ભોળો નામ ધરાવે. નાથ૦ ૬
લીંગ તણી ઉત્પતિ થઈ તે કહેતાં શરમજ આવે;
અણુઘટતા આરોપો મુકી મુજને અધમ ઠરાવે. નાથ૦ ૭
સુખ દુઃખમાં સંભાળું તેનું સાટું આમ વળાવે;
ધિક્ ધિક્ માનવ દુષ્ટ તમોને દારૂણ દુઃખ કયમના' વે. નાથ૦ ૮



---

× તુલસીનો છોડ અને જાંબુવંતિ રીંછડી.

# ૧૦ ઇશ્વરમાં માનવતા.

(રાગ—નાથ કૈસે ગજકો બંધ છુડાયો)

માનવ મુજને માનવ જેવો બનાવે,
મારી સઘળી પ્રભુતા ત્યજાવે—માનવ૦

જન્મ-મરણથી મુક્ત રહું છું તોં પણ જન્મ ધરાવે;
નાનકડું બાળક સમજીને પારણીએ ઝુલાવે. માનવ૦ ૧

તડકો-શીત નડે માનવને. મુજને વસ્ત્રો ધરાવે;
વસવાને મુજ માટે મોટાં મંદિર માળ ચણાવે. માનવ૦ ૨

ભૂખ-તૃષા લાગે નહિ તો પણ મોટા થાળ ધરાવે;
મારૂ નામ દઈને ધૂર્તો માલ મલીદા ઉઠાવે. માનવ૦ ૩

અશુદ્ધતા જાણી મારામાં, નિત્ય નિત્ય સ્નાન કરાવે;
હું છું શુદ્ધ સદાયે તો પણ આમ અજ્ઞાન જણાવે. માનવ૦ ૪

ઉંઘ કદી આવે નહિ તો પણ સુંદર "સેજ" બિછાવે;
કામ ક્રીડા કરવાને કાજે પ્રેમ ધરી પરણાવે. માનવ૦ ૫

નિર્ધનતા લેખીને મુજને ઘર ઘર ભીખ મગાવે;
નંખોદીયાના માલ ખજાના મારે નામ ચઢાવે. માનવ૦ ૬

નિર્વિકારી સરવેશ્વરને રાગી તુચ્છ ઠરાવે;
મુજને છેક ઉતારી નાંખી ઉંધો માર્ગ ચલાવે. માનવ૦ ૭

સત્ય સ્વરૂપ અનાદિ મારૂં કોણ અરે સમજાવે.
નહિ તો આમ અધર્મ કર્યાથી જગને સુખ નહિ આવે. માનવ૦ ૮

# ૧૧ વિચિત્ર ઇશ્વર ભક્તિ.

(રાગ—ગઝલ)

અજબ હેરાન હું ભગવંત, તુમ્હે કૈસે રિઝાવું મૈં,
નહિ કોઇ વસ્તુ હૈ એસી, જીસે સેવા મેં લાવું મૈં. અજબ૦ ૧
કરૂ કીસ તૌર આવાહન, કિ તુમ મોજુદ હોહરજા,
નિરાદર હૈ બુલાને કો, અગર ઘંટી બજાઉં મૈં અજબ. ૨
તુમ્હી હો મૂર્તિમેં ભી, તુમ્હી વ્યાપક હો ફુલો મેં,
ભલા ભગવાન પર ભગવાન, કોકૈસે ચડાવું મૈં અજબ. ૩
લગાના ભોગ કુછ તુમકો, યહ એક અપમાન કરના હૈ,
ખિલાતા હૈ સબ સંસારકો, ઉસકો કયા ખિલાઉં. મૈં, અજબ. ૪
તુમ્હારી જયોતિસે રોસન, હૈ સુરજ. ચંદ્ર ઓર તારે,
મહા અંધેર હૈ ઉસકો, અગર દીપક દીખાઉં મૈં. અજબ. ૫
ભુજાયે હૈં ન ગર્દન હૈ ન સીના હૈન પેસાની,
તુમહો નિર્લેપ "નારાયણ" કહાં ચંદન લગાઉં મૈં. અજબ. ૬

---

## ઇશ્વરનાં લક્ષણ

**क्लेशकर्म विपाका शयैर परामृष्टः पुरुष विशेष इश्वरः ॥**

**योगशास्त्र**

જે અવિદ્યા આદિ પાંચ કલેશો, ઇષ્ટ અનિષ્ટ અને ફલદાયક કર્મોથી રહિત છે તે સર્વ જીવોથી શ્રેષ્ઠ ઇશ્વર કહેવાય છે.

## જીવનાં લક્ષણ

**इच्छा द्वेष प्रयत्न सुख दुःख ज्ञानान्यात्मनो लिङ्गमिति ॥**

**न्याय ॥**

અર્થ—ઇચ્છા, દ્વેષ, પ્રયત્ન, સુખ, દુઃખ અને જ્ઞાન એ જીવનાં લક્ષણ જાણવાં.

# ૧૨ ધર્મની દુકાનો

(રાગ–હું પ્રેમની જોગણુ પીયુને શોધવા ચાલી)

આજે ઘણા લોકે દુકાનો ધર્મની માંડી,
ધર્મની માંડી નિયમ સૌ શાસ્ત્રના છાંડી. દુકાનો ધર્મની૦ ૧

દેવ મંદિરો બન્યાં છે, ખાસ દુકાનો;
ધર્મને ધંધો બનાવ્યો પેટ ભરવાનો. દુકાનો ધર્મની૦ ૨

દેવ–દેવીને બનાવ્યાં જેમ વહેપારી;
ને દલાલો થઇ પડયા કે ગોર પુજારી, દુકાનો ધર્મની૦ ૩

દ્રવ્ય હરવા અજબ કીધા ધર્મના ધારા;
દેવ–દેવીને બનાવ્યાં લાંચ લેનારા. દુકાનો ધર્મની૦ ૪

તેલદો હનુમાનને તો કષ્ટ તે કાપે;
મફત કો પણ દેવ બાપા સુખ ના આપે. દુકાનો ધર્મની૦ ૫

આમ આવક દેવ મંદિરે સદા આવે;
દેવને નામે દલાલો મોજ ઉડાવે. દુકાનો ધર્મની૦ ૬

ગાદી સ્થાપી ઘણા તો મંદિરે અડીયા;
છુટથી તે વેચતા પરસાદના પડીયા. દુકાનો ધર્મની૦ ૭

ભેટ પુજા ગ્રહણ કરવા કાયદા કીધા;
સ્વર્ગના સઘળા ઈજારા તેમણે લીધા. દુકાનો ધર્મની૦ ૮

ધુતવા ધન–માલ નિયમો નવ નવા નાંખ્યા;
આરતિ–પધરામણીના ચાર્જ પણ રાખ્યા. દુકાનો ધર્મની૦ ૯

તીર્થમાં તો દાન લાગા સેંકડો ભારી;
લુંટતા ત્યાં અભણ પંડયા–ગોર–પુજારી. દુકાનો ધર્મની૦ ૧૦

ભાદ્રપદના સોળ દીવસ શ્રાદ્ધના કીધા;
ખીર ને દુધપાક ખાવા ગોઠવી દીધા, દુકાનો ધર્મની૦ ૧૧

ધર્મને નામે કરી એવી અજબ જુક્તિ,
ડુંગળી–ગાજર પ્રમાણે વેચતા મુક્તિ. દુકાનો ધર્મની૦ ૧૨

# ૧૩ ગુરૂનો રાફડો

(રાગ-ગઝલ)

અહો ગુજરાતમાં આજે, ગુરૂનો રાફડો ફાટયો,
પ્રપંચી પેટના કાજે, ગુરૂનો રાફડો ફાટયો,–૧
લગાવી ભસ્મને માળા, બને છે બેસ રૂપાળા;
ફરે જ્યાં ત્યાં પુજાવાને, ગુરૂનો રાફડો ફાટયો–૨
ન જાણે શાસ્ત્રના મર્મો, ન જાણે ધર્મના કર્મો-
મથે જ્ઞાની ગણાવાને, ગુરૂનો રાફડો ફાટયો–૩
નમાલાં, વારતા, ગાથા, કથાને કીર્તનો ગાતા,
જનો ભોળાં ભમાવાને, ગુરૂનો રાફડો ફાટયો–૪
ફક્ત બસ કાનને ફુકે, તરત ચેલા બની ચુકે;
ન આપે જ્ઞાન કાંઈપણ તે. ગુરૂનો રાફડો ફાટયો–૫
તમાકુ–ભાંગ પીનારા, વ્યસનમાં ચુર રહેનારા;
ન નીતિ ધર્મ જોનારા, ગુરૂનો રાફડો ફાટયો–૬
ન કો દી જ્ઞાન દેનારા, પરંતુ દ્રવ્ય હરનારા;
ભૂમિને ભાર કરનારા, ગુરૂનો રાફડો ફાટયો–૭
"હરિશંકર" કહે આવા, અભણ સાધુ-અભણ બાવા:
મફતનો માલ ઉડાવા, ગુરૂનો રાફડો ફાટયો–૮

---

पुस्तकेषुच या विद्या परहस्तेषु यद्धनम् ।
उत्पन्नेषुचकार्येषु न सा विद्यान तद्धनम् ॥

॥ चाणाक्य ॥

અર્થ—પુસ્તકમાં રહેલી વિદ્યા, અને પારકાના ઘેર મૂકેલું ધન જરૂર પડે ત્યારે ઉપયોગમાં આવતાં નથી માટે "ગરથ ગાંઠે અને વિદ્યા પાઠે રાખવાં."

# ૧૪ પ્રભુ દર્શન

(રાગ-ગઝલ)

અતિશય પાસ હોવાથી,
　　પ્રભુજી નજર ના આવે.
વિના મળ શુદ્ધિ યોગ્ય ક્રિયા,
　　નસાક્ષાત ઇંદ્રિથી થાએ.
નયનાં જેમ અંજન ને,
　　નયન નહિ દેખવા પામો.
ધ્વનિ ઉર—રક્ત નાડીનાં,
　　ન કાનો સુણવા પામે.
શરિર—જઠરાગ્નિ ની ગરમી,
　　ત્વચાના અનુભવી શક્તિ.
સુગંધી નાક અંદરની,
　　ન તેને નાસીકા ગ્રહતિ.
રહે જ્યમ કાષ્ટમાં અગ્નિ,
　　તલે તેલ ય દુધે માંખણુ.
પ્રભુ તેમજ બધે વ્યાપક,
　　મથન યોગે દિએ દર્શન.

---

नात्यंतं सरलैर्भाव्यं गत्वा पश्य वनस्थलीम् ।
छिद्यन्ते सरलास्तत्र कुबलास्ति ष्टंति पादपाः ॥

॥ शुक्रनीति ॥

અર્થ— અત્યંત સરલતા રાખવી નહિ; કારણ કે વનમાં જઇને જુઓ તો જણાશે કે સીધાં અને સરલ વૃક્ષોને સૌ કાપે છે પરંતુ વાંકાં-ચુકાં કાયમ રહે છે-તેને કોઇ અડકતા નથી.

# ૧૫ લગન કીસસે લગાઇ હૈ

(રાગ–ગઝલ)

પ્રભુને છોડકર તુને, લગન કીસસે લગાઈ હૈ;
હુવા નાદાન ક્યોં એસાં, સમઝ ક્યા બેચ ખાઈ હૈ. પ્રભુ૦ ૧
જો હૈ સબ સૃષ્ટિકા પાલક, ભૂલાયા ઉસકો તેં મુરખ;
બૂતોંકો પૂજકર પ્યારે, નફા ક્યા તુને પાઇ હૈ. પ્રભુ૦ ૨
જો હૈ હર બસ્તુમેં વ્યાપક, ઇશ નિરાકાર અવિનાશી;
બનાકર ઉસકી જડ મૂરત, મંદિરમેં જા બીઠાઈ હૈ. પ્રભુ૦ ૩
વહ હૈ મોજુદ સબ ઘટમેં, હમેશાં દેખતા સબકો;
બદી–નેકીકા ફલ દેતા, વહ ઇશ્વર સબકા ન્યાયી હૈ. પ્રભુ૦ ૪
નહિ વહ જન્મ–મૃત્યુ કે, કભી બંધનમેં આતા હૈ;
બતાકર જન્મ ક્યોં ઉસકો, વૃથા તોહમત લગાઇ હૈ. પ્રભુ૦ ૫
છુટા નહિ મેલ હૈ મનકા, નહાયા લાખ તિર્વેની;
લિખાયા નામ સંતોમેં, બરી દિલમેં ખુટાઇ હૈ. પ્રભુ૦ ૬
રામ ઔર કૃષ્ણ સંત પુરૂષોકી, ક્યોં નિંદા કરે મુરખ;
બનાકર સ્વાંગ ક્યો તેને, હંસી ઉનકી કરાઇ હૈ. પ્રભુ૦ ૭
હજારો દીન ઓર દુઃખીયા, ન પાતે એક ટુકડા તક;
તેં દેંદેં દાન દુષ્ટોંકો, વૃથા દોલત લુંટાઈ હૈ. પ્રભુ૦ ૮
જરા અબ હોંશમેં આજા, ઉઠા ગફલતકે પડદા કો;
ભજન "બલદેવ" કર ઉસકા, જો સબકા ખુશનુમાઇ હૈ. પ્રભુ૦ ૯



# ૧૬ હું ફોગટ ઢુંઢતો'તો.

(રાગ–ગઝલ)

જ્યોતિમાં જ્યોતિ બળતી'તી, હું ફોગટ ઢુંઢતો'તો;
સાફ પરદામાં એ સ્પષ્ટ હતી, હું ફોગટ ઢુંઢતો'તો. જ્યોતિ. ૧
ભર્યો ભરપુર સામે, સુધારસથી શાંન્ત સાગર;
પીવા પાણી ત્યાં તૃષિત, મત્સ ફોગટ ઢુંઢતો'તો–જ્યોતિ. ૨
ઉભો સાકર તણો એ, પહાડ પૂર્ણ મીઠાસ વાલો;
મંકોડો ત્યાં ભૂખે મરતો, હું ફોગટ ઢુંઢતો'તો–જ્યોતિ. ૩
મધુરી કસ્તુરીની ભભક, ભીતર મેકતી'તી;
જંગલમાં બ્હાવરો મૃગલો, હું ફોગટ ઢુંઢતો'તો–જ્યોતિ. ૪
કિરણ–રવિથી સુધા કાંન્તિ, કીકીમાં આંજતો ભાનુ;
તિમીરમાં તેજ જોવા, ઘુડ હું ફોગટ ઢુંઢતો'તો–જ્યોતિ. ૫
બધામાં વ્યાપિ તું જડ-ચેતને, જળ, સ્થળ, ફુલે, ફળોમાં
કિન્તું હું મૂઢ પત્થરમાંજ, ફોગટ ઢુંઢતો'તો–જ્યોતિ. ૬
તુટ્યો અજ્ઞાનનો પડદો, જનેતા ભેટી મુખ મલકી;
હું તારી પાસ છું બેટા, તું ફોગટ ઢુંઢતો'તો–જ્યોતિ. ૭

---

**त्यजेदेकं कुलस्यार्थे ग्राम्य स्यार्थे कुलंत्यजेत ।**
**ग्रामं जनपदस्यार्थे आत्मार्थे पृथ्वीं त्यजेत ॥**

અર્થ:—કુળના હિતાર્થે એકનો, ગામના હિતાર્થે કુળનો, દેશના હિતાર્થે ગામનો, અને આત્માના હિતાર્થે પૃથ્વીનો ત્યાગ કરવો.

# ૧૭ ફેલાદો બ્રહ્મજ્ઞાન.

( રાગ–આશાવરી )

જગતમેં ફેલાદો બ્રહ્મજ્ઞાન (૨)
સત્ય બચન ઔર વેદ પઠનમેં અર્પણ કરદો પ્રાન. જગત. ૧
ધીરજ ધારો, મધુર બોલો, તજદો હઠ અભિમાન;
નિત્ય પંચ યજ્ઞોકા કરના, દોદીનોકો દાન. જગત. ૨
જગદ ગુરૂ થા દેશ હમારા, સબને કીયા બયાન;
વેદોકી પ્યારો આજ્ઞા પાલો, હોગા વહી પીરમાન, જગત. ૩
દેશ દેશમેં ધુમ મચાવો, હો જાઓ સિંહ સમાન;
ચિન, અરબ, આદિ દેશોમેં, યુરપ ઔર જાપાન. જગત. ૪
ગુરૂ કુલમેં સંતાન પઢાઓ, છોડો મોહકી બાત;
સચ્ચે માત પીતા કહ લાઓ, દો ગુરૂ કુલકો દાન. જગત. ૫
તમારે હિત ઋષિ અર્પણ કર ગએ તન મન ધન ઔર પ્રાન,
"છગનુ" કહે ચેતોરે ભાઇઓ, ઉઠો ઋષિ સંતાન. જગત. ૬

—+-+—

**ब्रह्मचर्येण तपसा देवा मृत्यु मुपाघ्नत ।**
**इन्द्रोह ब्रह्मचर्यण देवेभ्यः स्वराभरत ॥**

॥ अथर्व ॥

અર્થ—બ્રહ્મચર્યના તપોબળથીજ વિદ્વાનો અમરતા મેળવે છે–જન્મ મરણથી છુટી જઇ–મોક્ષ પામે છે, તેમજ બ્રહ્મચર્યના સામર્થ્ય વડેજ દેવરાજ ઇંદ્ર સર્વ દેવોને પ્રકાશ આપે છે.

# ૧૮ શું ?

## (રાગ-ગઝલની રાહ)

રતિભર જ્ઞાન આવ્યુ ના, અહો જે ગ્રંથ વાંચ્યાથી
કહો તે પુસ્તકો પાછળ, સમય ગુમાવવાથી શું ? ૧
મલિનતા મન તણી છુટી, થઇ ના અંતરે શુદ્ધિ,
કહો તે તીર્થ નદિયોમાં શરિર નવરાવવાથી શું ? ૨
જગતનો હિત કરવાનો, ન વિધિ એક પણ શીખ્યા;
ફક્ત ટીલાંજ તાણ્યાને, ધરમ સંભાળવાથી શું ? ૩
કદાપિ જ્ઞાન આપે ના, ન કષ્ટો શીષ્યનાં કાપે;
કહો તે સ્વાર્થી ગુરૂ–ચરણ પંપાળવાથી શું ? ૪
કરોડો વાર કરગરીએ, ન આપે એક પણ ઉત્તર.
કહો તે દેવની પાસેજ, બૂમો પાડવાથી શું ? ૫
ન સેવા જીવતાં કીધી, કદાપી માત–પીતરની;
મુવા પાછળ લઇ પાણી, કહો ઉડાડવાથી શું ? ૬
મરે ગાયો સદા ભૂખે, ગધેડાં માલ ઉડાવે;
કહો તે દાન લક્ષ્મીનું, કરોડો આપવાથી શું ? ૭
ગરીબો ભૂખથી મરતાં, ન ચપટી એક પણ પામે;
મલીદા મસ્તજન મુખે, કહોને નાંખવાથી શું ? ૮
સહન શક્તિ ન રજ આવી, ન છુટયા કામ ક્રોધાદિ;
કરી ઉપવાસ કાયાને, કહો સંતાપવાથી શું ? ૯
વસીને પાઠશાળામાં, ભણ્યા વિધી સરાવ્યાનો;
ગઈ ના ભીખની ઝોળી, અહો એવું ભણ્યાથી શું ? ૧૦
સદાએ ઉંઘવું ખાવું, પશુનો પાઠ જે ભજવે;
અહો એવા મનુષ્યોને, જનેતાએ જણ્યાથી શું ? ૧૧

# ૧૯ નામ ધારી આર્ય.

(રાગ–હરિગીતની ચાલ)

જે જન્મથી ઉદ્ધત ગણાતો જન વિષે કિંમત નહિ;
વળી ધર્મ શું શુભ કર્મ શું તે મર્મ મન જાણે નહિ;
પણ મિત્રના સહવાસથી નિજ આર્ય નામ લખાવીયું
એવા સમાજી હોય કે ના હોય તેથી શું થયું ? ૧

જે પોપજીના દાન લાગાથી અતી ત્રાસી ગયા;
તે દુઃખ માત્ર મટાડવા શાણા સમાજી થઈ ગયા;
સમજે નહિ સિદ્ધાંત કેવળ, છે ॥ **नमस्ते** ॥ આવડ્યું;
એવો સમાજી હોય કે ના હોય તેથી શું થયું ? ૨

જે જર મિલાવા વગ લગાવા આર્ય પોતાને કહે;
કીર્તી કમાવા શ્રેષ્ઠ થાવા નિજગુણો ગાતા ફરે.
જે હૃદય આવા સ્વાર્થ સ્હાવા નિચ ભાવોથી ભર્યું;
એવો સમાજી હોય કે ના હોય તેથી શું થયું ? ૩

જ્યાં ત્યાં ગપાટા ઝુડવા નવરા નકામા જઈ અડે;
અઠવાડીએ જાતાં સભામાં ટાઢ જેને ઝટ ચઢે;
દિલમાં નહિ કાંઈ દાઝ ફોગટ આર્ય નામ ધરાવિયું;
એવો સમજી હોય કે ના હોય તેથી શું થયું ? ૪

જે ધુર્ત–બાવા-ભગત–સાધુની સદા ટીકા કરે;
પણ આર્ય પંડિત કે અતિથી કદિ ઘેર ન નોતરે;
જે હૃદય આવું સાવ લુખું નરી સઠતાથી ભર્યું;
એવો સમાજી હોય કે ના હોય તેથી શું થયું ? ૫

જે જુઠની નીંદા કરે પણ સત્યને ના આચરે;
ને "અમુક ખોટું–તમુક ખોટું" એમ બકવાદો કરે;
વળી "કાંઈ પણ કરવું નહિ" એ ધર્મવ્રત જેણે ધર્યું;
એવા સમાજી હોય કે ના હોય તેથી શું થયું ? ૬

# ૨૦ સ્વામિજીકે ઉપકાર.

(રાગ-ગઝલ)

દેખો તો સ્વામિ કૈસા ઉપકાર કર ગયા હૈ;
ભારત વાસીયોં કો, બેદાર કર ગયા હૈ; ૧
બેહોસ બેખબર હમ, સોયે હુએ પડે થે,
સબકો જગા જગા કર, હુશિયાર કર ગયા હૈ ૨
ભારત કી દુર્દશા મેં, કોઈ કસર નહિ થી,
કરકે સમાજેં કાયમ, ઉદ્ધાર કર ગયા હૈ ૩
વેદોકા નામ તકભી, ભૂલે થે, લોક સબહી,
વહહર જગહ પૈ ઉનકા, વિસ્તાર કર ગયા હૈ ૪
વેદોકા ભાષ્ય કરકે, વિધા વ યોગ બલસે,
સચ્ચે ધરમકો જાહિર, ઇસરાર કર ગયા હૈ ૫
સંસ્કૃત વ માતૃ ભાષા, જો હો ચુકીથી મુર્દા;
ઉસકો જલાકે ફિરસે, જાદાર કર ગયા હૈ ૬
હિંદુ, ગુલામ, કાફિર, કહલાયે જો ગયે થે,
આર્ય બના ફિર ઉનકો, સરદાર કર ગયા હૈ ૭
મત ઓર મતાંતરોકી, દીવાર ઓર કીલોં કો,
યુક્તિ કે ફાવડેસેં, મીસમાર કર ગયા હૈ ૮
ગુરૂ કુલકા વહ તરીકા, બતલા કે આર્યો કો,
બ્રહ્મચર્ય-આશ્રમકા ઉદ્ધાર કર ગયા હૈ ૯
હોને ન પાવે કોઇ, ઇસાઈ ઓર મુસલમાં,
યોં આર્યોકી સેના, તૈયાર કર ગયા હૈ ૧૦
કયોં કર ભલા સમાવેં, કુંજે મેં બહેર આજમ,
કયોં કર બયાં હોં સારે, જો કાર કર ગયા હૈ ૧૧
માને ન માને કોઇ, પર સાચતો યેહૈ સાલિગ,
બાગે ધરમકો સ્વામી, ગુલજાર કર ગયા હૈ ૧૨

# ૨૧ મહર્ષિ મહિમા

(રાગ-કમલી વાલેને)

વેદોંકા ડંકા આલમમેં, બજવાદીયા ઋષિ દયાનંદને૦
હરજગહ ઓમકા ઝંડા ફીર, ફહરાદીયા ઋષિ દયાનંદને૦ ૧
અજ્ઞાન અવિદ્યાકી હરસું, ઘન ઘોર ઘટાયેં છાઇથી,
કર નષ્ટ ઉન્હેં જગમેં પ્રકાશ, ફેલા દીયા ઋષિ દયાનંદને૦ ૨
સરપર તુફાન બલાકા થા, નજરોસે દુર કીનારા થા.
બનકર મલ્લાહ કિનારે પર, પહુંચા દીયા. ઋષિ દયાનંદને૦ ૩
ઘુસ ગએ લુંટેરે ઘરમેં થે, સબ માલ લુંટ કર લેજાતે.
સદ સુક હાથસોંતોકો પકડ, બીઠલાદીયા ઋષિ દયાનંદને૦ ૪
મક્કારી દગા ફરેંબોસે જો માલ મુફતકા ખાતે થે.
સબ પોલ ખોલ કર ઉનકા, દિલ દહલા દીયા ઋષિ દયાનંદને૦ ૫
ઉડ ગયે હોંશ મતવાલોંકે, મેદાન છોડ કર રફુ હુવે,
હથિયાર તર્કકા નિકાલ જબ, ચમકાદિયા. ઋષિ દયાનંદને૦ ૬
કબ્રોમેં સરકો પટકતે થે, કંઇ દેહરો હરમમેં ભટકતે થે.
દે જ્ઞાન ઉન્હે મુક્તિકા માર્ગ, દિખલા દિયા ઋષિ દયાનંદને૦ ૭
કરતે થે હંમેશાં ચિખચિખ, તાહિત વેદોં અકદસકીજો;
સબ છોડ ચુકે થે ધર્મ કર્મ, ગૌરવ ગુમાન ઋષિ મુનિયોકા૦ ૮
વિદ્યાલય ગુરૂ કુળ ખુલવાયે, હરજગહ કાયમ સમાજકીયે,
આદર્શ પુરાતન શિક્ષાકા બતલા દિયા ઋષિ દયાનંદને૦ ૯
બલિદાન કિયા બલી વેદીપર, જીવન "પ્રકાસ" હસતે હસતે
સચ્ચે રહવર બનકર સબકો ચેતા દિયા ઋષિ દયાનંદને૦ ૧૦

# ૨૨ ગુરૂદેવ તું કહાં હૈ?

(રાગ–ગઝલ)

ગુરૂ દેવ તું કહાં હૈ, ફીર એક વાર આજા;
દેવી "દયા" દિખાજા, આનંદ રસ વહાજા૦ ૧
મૃત શ્રાદ્ધ, મૂર્તિ પૂજા, અવતાર વાદ દુજા,
હૈ માન તે અભિતક, શ્રુતિ માર્ગ તૂં દિખાજા૦ ૨
વિધવા, અનાથ રોતે, નિજ ધર્મ ભ્રષ્ટ હોતે,
આ, એક વાર ઇનકો, ફિર સાંત્વના બતાજા૦ ૩
હત ભાગ્ય, એ અભાગે. હિંદુ અભી ન જાગે;
ઉનકો ભૂજા પકડકે, ઋષિ રાજ ફિર ઉઠાજા૦ ૪
પ્રતિ નિધિ સમાજ જોડા, જિનપૈ સ્વકાર્ય છોડા,
વહજન વહી ખડે હૈ, આગે ઉન્હેં બઢાજા૦ ૫
હમમેં રહા ન ભગવન, તેરા તપસ્વિ જીવન,
આ દેવ દિવ્ય આતા, હમકો પુનઃ દિખાજા૦ ૬
યે શિષ્ય વર્ગ તેરે, હોંગે મુદિત ઘને રે,
નિજ દિવ્ય જન્મ–ઉત્સવ સાર્થક સફલ બનાજા૦ ૭
સર્વસ્વ પ્રાણ પ્યારા, વૈદિક–પ્રચાર પ્યારા;
હૈ દેવ સુર્ય બનકે, સંસારકો સિખાજા૦ ૮

---

**दुर्जनं प्रथमं वंदे सज्जनं तदनंतरम् ।**
**मुख प्रक्षानात्पूर्वं गुद प्रक्षालनं यथा ॥**

॥ चाणाक्य ॥

અર્થ—જેમ પહેલુ ગુદા પ્રક્ષાલન કરવાં અને પછી મુખ–હાથ ધોવાં, તેમજ પહેલાં દુર્જનને નમવું અને પછી સજ્જનને.

# ૨૩ ઋષિનું આવાગમન.

( રાગ ગઝલ.)

દુઃખો સે ગ્રસ્તથા ભારત, જરૂરતથી ઋષિઆયે,
ઋષિઆયે મુનિઆયે, કોઇ ધર્માત્મા આયે. દુઃખો. ૧
મહાભારત કે હોને સે, અવિદ્યા દેશમેં છાઇ,
છિપાયા વેદકા ભાનુ, મહા અંધકાર થે છાયે. દુઃખો. ૨
તજા ઇશ્વરકી આજ્ઞાકો, જો થા ઉપદેશ વેદોમેં,
ઇસી કારણ હજારો મત, સબ અપનીહી ગાયે. દુઃખો. ૩
લગે દો ગ્રહ થે ભારી, ઋષિ સંતાનકો પ્યારો,
જો ચાહતે થે લગે મૌકા, તભી હમ ચક્કર જાયે. દુઃખો. ૪
કરોંડો હો ગએ મીત્રો, મુસલમાં ઓર ઇસાઈ,
નહિ થા દમ કીસીમેં ભી, જો ઇનકો નીચા દિખલાયે. દુઃખો. ૫
એક તરફ પડ રહા દુર્ભીક્ષ, હાહાકાર ભારતમેં,
દૂધ પિતે હુએ બચ્ચોંકો, માતા ખેંચ કર ખાયે. દુઃખો. ૬
કરોડ બીક ગએ બચ્ચે, મુસલમાં ઓર ઇસાઇ ઓંકે.
નહીં થા કોઈ ભી હમ દર્દ, અનાથાલય જો ખુલવાયે, દુઃખો ૭
એક તરફ રો રહી વિધવા, ગૌ એક ઓર ચિલ્લાતી,
ઇન્હીકી આહકા નારા, સુના હમસે નહિ જાયે. દુઃખો. ૮
તજી બ્રહ્મચર્યકી વિદ્યા, વિવાહ બચ્ચોં કે થે જારી,
ઇસીસે વર્ણ ઓર આશ્રમ, સભી બિગડે નજર આયે. દુઃખો. ૯
જીધર દેખો ઉધર સંસાર, હાહાકારસે પુરાણ,
તીનો તાપોંકી અગ્નિકા, ધુંવાં આકાશકો જાયે. દુઃખો. ૧૦
પ્રભુ ભારત હુઆ ગારત, સુનો તુમ ટેર ભારતકી,
પૂકારા એક સ્વર હોકર, પિતા તુમ બિન કહાં જાયે. દુઃખો. ૧૧

સુની જબ ટેર ઇશ્વરને, દયામયકે દયા કરકે,
ઋષિકો પ્રેરણા કીન્હી, દયાનંદ સરસ્વતિ આયે. દુ:ખો. ૧૨

ઋષિને બીડા જબ ઉઠાયા, દુ:ખોકો દુર કરનેકા,
કિયા તન, મન, ધન અર્પણ, ઇસીમેં આહુતી પાયે. દુ:ખો. ૧૩

પ્રથમ કાશી વિજય કીન્હી, વહાં કંઇ બાર જા કરકે,
યતન પ્રીર દૂર હટાનેકા, કિયે ઉપદેશ બતલાયે. દુ:ખોસે ૧૪

યહી હૈ પ્રાર્થના મેરી, સભી ભારતકે ભાઇઓંસે,
ઋાષ ઋણુ ઉતારો, જો ઋષિ સંતાન કહલાયે. દુ:ખોસે. ૧૫

અગર હૈ ખૂન ઋષિયોકા, તુમ્હારે જીસ્મમેં બાકી,
ઉઠો બાંધો કમર જલદી, નહી દીન આખરી આયે. દુ:ખોસે. ૧૬

કરો કુછ યતન અય મિત્રો, તુમ ભારતકે સુધરનેકા,
નહિ તો દીન બદીન પ્યારો, અધોગતિ હોતી હી જાયે. દુ:ખોસે. ૧૭

ન સમજો મિત્ર યહ ગાના, બલ્કે યહ એક રોના હૈ,
બિનય કહે "બાસુદેવ શર્મા" સભામેં જો ખડા ગાયે. દુ:ખોસે. ૧૮



यदा यदा हि धर्मस्य ग्लानि र्भवति भारत ।
अभ्युत्थानमधर्मस्य तदात्मानं सृज्याम्यहम् ॥

परित्राणाय साधूनां विनाशाय च दुष्कृताम् ।
धर्म संस्थापनार्थाय संभवामि युगे युगे ॥

गी. अ. ४ श्लो. ७-८.

# ૨૪ શહિદ સ્વામિ શ્રદ્ધાનંદજી.

(રાગ-દુઃખમાં શુરારે, ઓ ગુજરાતી વીરા !)

અમર તું મરણે રે, ધન્ય શ્રદ્ધાનંદ સ્વામિ !
ધર્મને કાજે રે પ્રાણ દીધા તેં નામી ! (ધ્રુવ)
ભડભડ ભડકા ઉઠે ગગનમાં, ભારત ભડકી ઉઠે:
વીરા! તારા વીર હૃદયથી રુધિર ફુવારા ફુટે ! અમર ૧
એક દિલ્લીને આંગણ ઉભો અડગ મિનારા જેવો;
એજ દિલ્લીનો પાયો ચણાવ્યો નિજ રુધિરે તેં કેવો. અમર ૨
જીવન જીવી જાણ્યુ પરાર્થે, મરી જાણ્યું પણ તેવું;
ધર્મ ધ્વજા ફરકાવી, વીરા ! તેં દેશનું દીધું દેવું ! અમર ૩
ક્યાં માનવની ભસ્મ દેવડી, ક્યાં સિંહાસન હરિનું ?
પણ એ અંતર સહજ વટાવે, તુંજ બલીદાન આખરીનું ! અમર ૪
આર્ય ભુમિના આર્ય ઓ સાચા ! કાર્ય દિપે તુંજ ગરવાં;
જગને જીવન દેવા શું લાગ્યાં જીવ્યાથી મીઠાં મરવાં ? અમર ૫
તુજ સોણિતના બિંદુ બિંદુએ ઉઠસેવીર હજારો,
એક એક તુજ પ્રાણ ઝઝગતો, ધગધગતો અંગારો ! અમર ૬
તારી ચિતાનાં ભડભડ બળતાં ભારત સર્વે ઉજાળો;
ક્લેશ, કુસંપને, કાયરતા સૌ એજ ચિતામાં બાળો ! અમર ૭
**તારક ટુટો રવી-શશી ફુટો વિશ્વ પ્રબંધ વછુટો;**
**ધર્મને સત્યની શ્રદ્ધા ન ખૂટો, વિરનું "પણ" ના ટુટો ૮**
તુજ મૃત્યુના મૂક સંદેશા ઘર ઘર ભારત ઝીલો,
વીરા ! પુણ્ય કથાએ અદલ તુજ યુગ યુગ શૌર્ય ખીલો. અમર ૯

---

# ૨૫ આર્યસમાજ શું કરશે ?

( રાગ–વેદોંકા ડંકા )

યહ આર્ય સમાજ સકલ જગમેં, વેદોંકા નાદ બજાએગા,
ઇસ ઉજડે આરત ભારતકો, ગુની સર્વ સમાન બનાએગા.
કર્તવ્ય ક્ષેત્રમેં આયેગા, પગ પીછે નહિ હટાયેગા,
બાધાઓંકો શિરપર અપને, ફૂલોંકી ભાંતી ઉઠાએગા.
કાયર પન માર ભગાએગા, નવજીવન જ્યોતિ જગાએગા,
નિજ દેશ ધર્મ, પર તન મન ધન, અર્પણ કરના શિખલાયેગા.
ધ્રુવ ધર્મ ધ્વજા ફહરાએગા, હાઁ ! પાતક પુંજ જલાએગા.
મતિમન્દ, મસ્ત મન વાલોંકે, મિટ્ટીમેં માન મિલાએગા,
ઈશ્વરકા બોધ કરાએગા, મિથ્યા વિશ્વાસ મિટાએગા.
કર નષ્ટ અવિદ્યા અન્ધકાર, વિદ્યા પ્રકાશ ફૈલાયેગા,
વૈદીક સંદેશ સુનાયેગા, વર્ણાશ્રમનીંવ જમાયેગા,
શિક્ષા દેં કર સ્ત્રી દલકો, અધિકાર સમાન દિલાયેગા.
સુખ શાન્તિ સુધા બરસાએગા, પ્યાસોંકી પ્યાસ બુઝાએગા,
હાઁ ! ભેદ ભાવ સબ કાંટ છાંટ, આપસમેં પ્રેમ બઢાયેગા.
પતિતોંકો પુનઃ ઉઠાયેગા, બિછુંડોંકો ગલે લગાએગા
ઇસાઇ ઔર યવનદલકે, ચંગુલસે ઇન્હેં છુડાયેગા.
ગૌઓંકે પ્રાણ બચાએગા, વિધવાદલ દુઃખ નસાયેગા,
ઇન આશ્રય હીન અનાથોંકો, નિજ ગોદીમેં બીઠલાયેગા.
સ્વાવલમ્બન બતલાયેગા, ઉન્નતિકે શિખર ચઢાયેગા,
ઋષિ મુનિયોંકા ગૌરવ "પ્રકાશ" ભૂ મંડલકો દિખલાયેગા.

# ૨૬ એક મુસલમાનની ખુદાને પ્રાર્થના.

મેરે મૌલા બુલાલો મદીને મુઝે,
મેરે મૌલા બુલાલો મદીને મુઝે, યહાં આર્યે ન દેતે હૈ જીને મુઝે,
ખ્વાબમેં સુદ્ધી નજર આઇ મૈં રોતા રહ ગયા,
સર પટકતા રહ ગયા ઔર જી મચલતા રહ ગયા,
દિયે રંજપે શુદ્ધિને રંજ મુઝે, મેરે મૌલા૦ ૧

રામચંદ્ર દેહલવીસે જીત ન શકતે હૈ મીયાં,
ધર્મ ભિક્ષૂને ઉધરસેં નાકમેં દમ કર હૈ દીયા,
ઈનકે ડરસેં ન આતી હૈ નીંદ મુઝે, મેરે મૌલા૦ ૨

હિંદમે આયે મૌલા ગજબ હમ પર હૈ કરે,
દાઢીકો દેતે મુડા સરપેં હાય ચુટી યા ધરે,
આવે ખૌફસે ઇનકો પસીને મુઝે, મેરે મૌલા૦ ૩

ગર રહિ શુદ્ધિ મિયાં સબ આર્ય હોજાયંગે,
વેદકો સરસે લગા કુરાનકો હું કરાયેંગે,
રહે સોચ યે બારહ મહિને મુઝે મેરે મૌલા૦ ૪

હાય મૌલા! મીટા અબ હિંદસે પ્યારા ઈસ્લામ,
જલ્દિ ઇસકી ખબર લો આકે કરો રોકવો થામ,
આજા સીનેસે અબ તો લગાલે મુઝે, મેરે મૌલા૦ ૫

ગર મદીને મેં નહિ અબ હમેં બુલાઓંગે,
ઝાલુ ન મિયાં હિંદમે ઢૂંઢેસે એક પાઓગે,
આકે મહિનેકા ટીકીટ કટાદે મુઝે. મેરે મૌલા૦ ૬

---

# ૨૭ ખુદાનો મુસલમાનને જવાબ.

કૈસે પ્યારે મદીને બુલાઉ તુઝે

કૈસે પ્યારે મદીને બુલાઉ તુઝે, યહાં આફતમેં લાકે ફસાઉ તુઝે

દમ હમારા સિસકિયો મે ખુદ હી નીકલા જા રહા,
મોતકે પંજેમેં જીકડા મેહી ઇકલા જા રહા.

ભલા કૈસે બતા તો બચાઉ તુઝે. કૈસે પ્યારે૦ ૧

હો રઇ નાજીલ બલાએં, રાત દીન જંગો જદાલ,
યા ખુદા ઇસ દૌરમેં, અપના ભી બચના હૈ મુહાલ,

બુલા હિંદસેં નાહક કટાઉ તુઝે. કૈસે પ્યારે૦ ૨

તોડદીં હૈ ગુમ્બદેં. વૈતુલ મુક દિશકી તમામ,
મસજીદે મિસ માર કરદી, કયા કહુ ચેનેક નામ,

ગોલા બારીસે કૈસે રખાઉં તુઝે. કૈસે પ્યારે૦ ૩

સબ "વહાબી" ઔર "ફ્રાંસીસી" જહાદી બન ગએ,
ઔર હમ જુલ્મી સિતમ સહનેકી આદી બન ગએ,

કિસ્સે દર્દકે કયા કયા સુનાઉં તુઝે. કૈસે પ્યારે૦ ૪

હમલા આબર ઘેર લેતો, હમકો જબ આ કર કરીબ,
તર્જ જાતે આબકો, ખાના નહિ હોતા નસીબ,

ફાકા યાં પૈ બુલાકે કરાઉ તુઝે. કૈસે પ્યારે૦ ૫

ઇન દિનોં યારોં મદિને, પર મુસીબત આ રહિ,
ગુલશને ઇસ્લામ પર, ગમકી ઘટા હૈ છા રહિ,

ગમો રંજમેં લાકે ફસાઉં તુઝે. કૈસે પ્યારે૦ ૬

અય હમારે મહરવાં બતલા બુલાકે કયા કરૂં,
ખુદહી મેં લાચાર હું, ઔર રાત દિન ભૂખા મરૂં,

બુલા યહાં પૈ બતા કયા ખીલાઉં તુઝે. કૈસે પ્યારે૦ ૭

ઐશસે આરામ સેતુમ, દિન ગુજારો હિંદમે,
છોડ કર આગે ઇશામ, આના નહિ ઈસ જીંદમેં,
બડી ગુરકી યહબાત બતાઉં તુઝે. કૈસે પ્યારે૦ ૮

મેલસે નમીં મીલકર, વક્ત અપના કાટ લો,
તુમ શરઈ અહ કામ પર, ચલ કરકે સબકો ડાટ લો,
ફિર તો સીનેસે કયોં ન લગાઉં તુઝે. કૈસે પ્યારે૦ ૯

ઐશ ઇશરત હિંદકેસે, ઔર ગુલછર્રે કહાં
ભૂલકર ભી મુસ્લમાનો, હિંદસે આના ન યહાં,
બુલા મિટ્ટીમેં નાહક મિલાઉં તુઝે. કૈસે પ્યારે૦ ૧૦

કોહ, દરિયા ઝોલ, શર્બત, દૂધ કે વહાં ઘૂંટ હૈ,
યહાં ખજુર રેત હૈ, ચઢનેં કે લિએ ઉંટ હૈ,
લાકેં હુંડો મેં નાહક કુદાઉં તુઝેં કૈસે પ્યારે. ૧૧.

સિલ સિલા તબલિગકા, તુમ ખુદ વ ખુદહી છેઢકર
હિંદુઓસે લઢ પડે, પહલે હીસે મુહ ભેડ કર,
તેરી ગલતિ અબ તો દિખાઉં તુઝેં. કૈસે પ્યારે. ૧૨.

ઔરતોં, બચ્ચોકી તુમ તો ચોરીયાં કરને લગે,
અસમત હરી કરને લગે, ઝક, ઝોરીયાં કરને લગે,
બતા લાકે, કહાં પૈ બસાંઉ તુઝેં, કૈસે પ્યારે. ૧૩.

ઔલિયા ઔર, અમાબયા, ભૂલે રસુલે પાકકો,
હોકે તુમ “ખ્વાજા” કે ચેલા, કયો ન ચાટો ખાકકો
તેરી ભૂલેં બતાકે રૂલાઉં તુઝે. કૈસે પ્યારે. ૧૪.

માન ખ્વાજાકી નસીહત, હો ગએ બદનામ તુંમ,
હિંદુઓસે લઢકે, પા સકતે નહિ આરામ તુમ,
તેરે બચ્ચનેકે પહલુ સુઝાઉં તુઝે. કૈસે પ્યારે. ૧૫.
હિંદમેં કરતે રહે, હર વકત ગર તુમ લુંટ માર,
હિંદુઓમેં સંગઠન હો જાયગા ફિર એક વાર,
બતા ફિરતો કહાં પૈ છિપાઉં તુઝે, કૈસે પ્યારે. ૧૬.
રાસ્તા દિખલાઓ શુદ્ધિ, શબકો મુક્તિ ધામકા,
નામ લેવા ભિ ન છોડો હિંદમેં ઈસ નામકા,
બડી તહકી યહ બાત બતાઉં તુઝે. કૈસે પ્યારે. ૧૭.
ધૂમ શુદ્ધિકી શુરૂ હૈ "હિંદ" મેં ઔર સંગઠન,
બંબ, બરસે હૈ મદિને પર ધમાધમ રાત દીન,
ફિર યહાંસે કહાં પૈ ભગાઉં તુઝે, કૈસે પ્યારે. ૧૮.
હિંદુઓકો તુમ સતાતે, લુંટતે હો હિંદમેં,
ઉસકા બદલા હમ ભૂગતે. હૈ પડે હૈ બંદમેં,
ફિરતો નજરોંસે કયોં ન ગીરાઉં તુઝે. કૈસે પ્યારે. ૧૯.
હમકો ભિ બર્બાદિ કરદો, આપ ભિ હોંગે તબાહ
ખુને નાહક તુમ કરો ઔર, હમ ભરેં ઉસકા ગુનાહ,
તેરે ઐબોં મકર કયા ગિનાઉં તુઝે. કૈસે પ્યારે. ૨૦.
તુમકો અપની હી પડી, મેરી હુઇ તુર્તી તમામ,
દર બદર મેંહિ લીએ, ફિરતા હું અપની તામ ઝામ,
બતા ગોદમેં કૈસે બિઠાઉં તુઝે. કૈસે પ્યારે. ૨૧.
મુસ્લમાનો હિંદુઓસે, લઢકે એ મન હો ગએ.
ચોંજલે સરકે ભી "શર્મા" અબ જલોતન હો ગએ,
અબ તમેં કહાં પૈ ટિકાઉં તુઝે. કૈસે પ્યારે. ૨૨.



# ૨૮ અહો આર્યો ઉઠો જાગો.

(રાગ–ગઝલ)

અઘોરી ઉંઘને ત્યાગો, અહો આર્યો ઉઠો જાગો,--ટેક.
आ लस्यंहि मनष्याणां, शरीरस्थो महारिपुः
શ્રુતિએ લક્ષમાં ધારો, અહો આર્યો ઉઠો જાગો. ૧
ઉઠોને હિંદના હિરા, શુરાયે કર્મના વિરા,
ઉઠી સુભ કર્મમાં લાગો, અહો આર્યો ઉઠો જાગો. ૨
અવિદ્યાનું અતિ જ્ઞાન, છાયાથી ભુલાયુ ભાન,
સુધારો દઇ સુવિદ્યા દાન, અહો આર્યો ઉઠો જાગો. ૩
કુસંગી, પાંખડીયોને, જમાનો આજ જુદો છે.
બતાવી મુખથી ભાખો, અહો આર્યો ઉઠો જાગો. ૪
ઉઠાવી વેદનો ઝુંડો, નસાડો જે ધર્મ ભૂંડો,
પ્રમાણો આપી ભ્રમ ભાંગો, અહો આર્યો ઉઠો જાગો. ૫
સનાતન ધર્મનો સદ્બોધ, આપી શાસ્ત્ર જ્ઞાનેથી,
અવિદ્યાને ઉડાવી દ્યો, અહો આર્યો ઉઠો જાગો. ૬
વિરોધીને વહેમીના, કરોડો બંડની સામે,
ઝુકાવો શસ્ત્ર લઈ વેદો, અહો આર્યો ઉઠો જાગો. ૭
न तस्य प्रतिमास्ति; અને શી રીત તે મૂર્તિ ?
ધતિંગો ધર્મનાં ઢાંકો, અહો આર્યો ઉઠો જાગો. ૮
“રતિલાલ”ની ઉર્મી, જગાડે આર્ય ભ્રાતાને,
પ્રભૂની સહાયતા માગો, અહો આર્યો ઉઠો જાગો. ૯



## ૨૯ આરતી.

જય જગદીશ હરે. પિતા જય જગદીશ હરે.
ભક્ત જનોંકે સંકટ (૨) ક્ષણુમેં દૂર કરે. ઓમ્ જય.
જો ધ્યાવે ફળ પાવે. દુઃખ વિણુસે મનકા.—પ્રભુ. (૨)
સુખ સંપતિ ઘર આવે (૨) કષ્ટ મિટે તનકા ઓમ્ જય.
માત પિતા તુમ મેરે. શરણુ ગહુ કિસકી.—પ્રભુ. (૨)
તુમ બીન ઓર ન કોઇ (૨) આશ કરૂં કિસકી. ઓમ્ જય.
તુમ પૂરણુ પરમાત્મા તુમ અંતરયામી.—પ્રભુ. (૨)
પરમ બ્રહ્મ પરમેશ્વર (૨) તુમ સબકે સ્વામિ. ઓમ્ જય.
તુમ કરૂણા કે સાગર તુમ પાલન કર્તા—પ્રભુ. (૨)
મેં મૂરખ અજ્ઞાની (૨) કૃપા કરો ભર્તા. ઓમ્ જય.
તુમહો એક અગોચર સબકે પ્રાણુપતિ.—પ્રભુ. (૨)
કિસ વિધ મિલુ દયામય (૨) તુમકો મેં કુમતિ. ઓમ્ જય.
દીન બંધુ દુઃખ હર્તા તુમ રક્ષક મેરે.—પ્રભુ. (૨)
કરૂણા હસ્ત બઢાયો (૨) શરણુ પડા તેરે. ઓમ્ જય.
વિષય વિકાર મિટાઓ પાપ હરો દેવા—પ્રભુ. (૨)
શ્રદ્ધા ભક્તિ બઢાઓ (૨) સંતનકી સેવા. ઓમ્ જય.

ओ३म् शान्तिः शान्तिः शान्तिः

॥ ओ३म् ॥

# બાવલા આર્ય સમાજમાં વેચાતાં પુસ્તકો

| | |
|---|---|
| સત્યાર્થ પ્રકાશ. | રૂ. ૨—૦—૦ |
| સંસ્કાર વિધી હિંદી. | રૂ. ૦—૬—૦ |
| સંધ્યા-નિત્ય કર્મ વિધી. | રૂ. ૦—૧—૦ |
| ,, સો કોપીના. | રૂ. ૫—૦—૦ |
| વૈદિક ભજન સંગ્રહ. | રૂ. ૦—૨—૦ |
| ઇસ્લામની ડગમગતી નૌકા. | રૂ. ૦—૧—૦ |
| ઇસ્લામની ઇમારત. | રૂ. ૦—૧—૦ |
| શંકા કોષ પ્રથમ ભાગ. | રૂ. ૦—૧—૦ |
| ,, સોના. | રૂ. ૨—૦—૦ |

આ સીવાય બીજાં ઘણી જાતનાં હિંદી તેમજ ગુજરાતી પુસ્તકો મળી શકશે.

શંકા કોષ ભાગ-૨ થોડા વખતમાં છપાઈ બહાર પડશે અગાઉથી ઓર્ડર નોંધાવવા ભલામણ છે. કારણ કે તેની ખપપુરતીજ નકલો કાઢવાની છે. આ પુસ્તકમાં ભગ ૧૦૦ ઉપરાંત શંકાઓનો સંગ્રહ છે ને દરેકને ગ... લાયક છે. પ્રચાર માટે દરેક સમાજો જોઇતી કોપી મં... આભારી કરશે. કીમત રૂ. ૦—૧—૦ એક સો ના રૂ.

લખો:—

છગનલાલ હરગોવનદાસ આર્ય.

પુસ્તકાધ્યક્ષ, આર્ય સમાજ-બાવલા.

(અમદા...